મનુષ્યના વિચાર અધિકાધિક ઉન્નત થતા જઇને મનુષ્યજાતિનું આગળ પગલું પડવા વિષે કાળજી રાખનારા લોકો ઉત્પન્ન થવા લાગશે.

આ પછી પરોપકારી ગૃહસ્થોનું સર્વ લક્ષ મનુષ્યને અગાડીની સ્થિતિને યોગ્ય કરવા તરફ લાગશે, અને મનુષ્યને તે સ્થિતિ પ્રાપ્ત કરી આપવાનાં કામે પોતાનો અતિ અલ્પ પણ ઉપયોગ થયો એવી ઉત્કટ ઇચ્છા તેમને થશે. કેવળ પરોપકારનાં કામ કરવામાં મનુષ્યનું મન ઘડાઇ જતું શકય છે એમ અનુભવ ઉપરથી દેખાઇ આવે છે. દિવસે દિવસે આવા માણસોની સંખ્યા વધતી જવાનો સંભવ છે પરોપકારી ગૃહસ્થ વિચાર સૃષ્ટિના અતિ ઉંચા પ્રદેશમાં જઇને ત્યાંથી યુગાંતરે પ્રાપ્ત થનારી સ્થિતિ તરફ અવલોકન કરવા લાગ્યા, અને મનુષ્યને તે સ્થિતિ તરફ લેઇ જવાને પોતાના હાથથી થોડી ઘણી મદદ થઇ છે એવા વિચાર તેમના મનમાં આવ્યા એટલે તેમને પોતાના જન્મનું સાર્થક થયું એમ જાણીને અનંદપૂર્વક સમાધાન થશે.

સમાપ્ત.